ઉચ્ચા અવાશ એ અલબેલાના, નીચે અમારી મેડીરે,
સુતી હતી હુ રંગ ભુવનમા, સાન કરી મીદ તેડી—ભીંજે.
ઢમઢમ દાદુર મઘમઘ મોરલા, ચાતક થયા નમેરીરે,
વીજળીના વેગના ભયને ત્યાગી, આવી ઉભી આ શેરી—ભીંજે.

**કુંસવધ. —ગરબો—**

જમુનાને તીરે જાદુવાલે, સખી બસરી બજાવી,
નદલાવે વ્હાને ચિત ચોરી મને બાવરી બનાવી
ભૂલાવી મારૂ ભાન સાન કહાન ગયો હાહા,
મને મોરલીએ મોહીની ઉપજાવી—જમુના

સાખી { **સુંદર છબી જોઈ છેલની, ઉપજી અંતર પ્રીત,**
**નટવર ગિરધર શ્યામમાં, ચોંટ્યુ મારૂ ચિત.** }

નયન નેહે નચાવ્યા વાલીડે સખી મુખ મલકાવી,
છુપી છુપી કરી સાન, મને લીધીરે લોભાવી,
ન ભાવે ખાનપાન નિંદ ન આવે હવે, લગન લલનાએ પ્રેમની લગાવી.

સાખી { **વીરહ થકી વિધાયલુ, અતર અતી અકળાય;**
**અળગો રહે અલબેલડો, શુ કરૂ સખી ઉપાય.**—જમુના }

**અબળાઓનાં બધન. "ભજન"**

**જાના હે જાના, સબકો હે જાના,**
સોહન જીસમે પહેચાના, ફિર નહિ આના જાના—ટેક.
કાયા ઘડ કચ્ચા ભાઇ, માયા બાદલકી છાંઇ,
લડકા લડકી લુગાઇ, સ્વારથકી હે સગાઈ, મત હોના દિલગીર—
માલ ખજાના મયના હાથી, ઘોડા ઓર સમયાના,

સબકો છોડ અકેલાહી જાના, આવે પરવાના,
જબ એકહુ ન ચલે બ્હાના, ચલતી નહીં તદબીર—ટેક.

**સતી દ્રૌપદી.** —०—

**ધરો કાંઈ હિત શિખામણ ધ્યાન,** ગર્વથી નથી નાથ કલ્યાણ,
કુસપે રળ્યુ કોણ આરામ, મેળવ્યુ કોણે મહીમા માન
**અભિમાન પર્વત છે મોટો, હેઠળ ઉંડી ખાઈ** .
ચડયા પડયા તે નર પછડાયા, છરમા ગયા છુદાઈ—ધરો०
લકા સરખો ગઢ દૂર્ઘટ ને સમુદ્ર સરખી ખાઈ,
**લંક પતિ પણ લંક ન લાધો,** રણમા ગયો રોળાઈ.
હિરણ્યાક્ષને—હિરણ્યકશ્યપુ, એ જબરજગ બે ભાઈ,
**નૃસિંહ રૂપે નખે વધેર્યો,** માને ગયા મરડાઇ . .ધરો०

**સરસ્વતીચન્દ્ર.** —:૦:—

પ્રિતી કરીશુ તરછોડી પરદેશી હા છોડી પરદેશી, (૨)—પ્રિતી.
ડશ દઈ અહો ભ્રમર કુમુદ્દને, હો છોડી પરદેશી હા છોડી (૨)—પ્રિતી.
પુરી પખીણી, પ્રેમ પીંજરમા, આખર પાખ મરોડી પરદેશી,
હા મરોડી પરદેશી .. .. મરોડી પરદેશી... . . પ્રિતી.
ત્યાગી કુમુદ વન, ભટકી ઓ ભમરા, આવ્યો અહીં શુ ફરી દોડી,
ઉડીજા ઉડીજા, પખી મુશાફર રૈન રહી છે, હવે થોડી પરદેશી,
હા થોડી પરદેશી .... હા થોડી પરદેશી . . .પ્રિતી.

**લવ–કુશ.** **—વૈરાગ્ય, ભજન, રાગ–પદ—**

**જોને જરી જાગી મુરખા, જોને જરી જાગી,**
**અલ્યા સુતો શું અભાગી ! જીવ ! જોને જરી જાગી.**

સગાને સબંધી ત્હારા, સુખના છે બેલીરે. [૨]
ઠેલી મેલી જાશે દુખમા રડતોજ ત્યાગી—અલ્યા સુતો શું.
કાયાની માયાને ત્હારી, કર તું વિખુટીરે [૨]
તુટી ખુટી સાધનારો નથી કો વિરાગી—અલ્યા સુતો શું.
મ્હારૂ આ મ્હારૂ છે માની, ગુમાની શું થાતોરે [૨]
જાતો હરખાતો માતો જાશે હામ ભાગી—અલ્યા સુતો શું

**સતી તોરલ —ભજન—**

**એક દીન એવો આવશે,** જે રૂદીયામા સૌઉના સાલેરે,
સગા મીત્રના કારણે વીરા કોઇનુ જોર નવ ચાલેરે.
કાઢો કાઢો એને સઉ કરે વીર, જાણે જન્મયા નોતારે,
ઘટનો ઘુઘટ દુર કર્યો ત્યારે રોકયા દશ દરવાજારે
આરે કાયાનો ઘટ ઘેરીઓ ત્યારે, રોકયો દેહનો રાજારે—એક
સોળ વરસની સુદરી તે ઉભી ટગમગ જુવેરે,
આરે કાયામા હવે કાંઇ નથી ત્યારે ઉભી ધ્રુસ્કે રૂવેરે.
એની વળામણ શેરીએ માત ઝાંપેથી વળશેરે,
સગા સગા તમે શુ કરોરે, સગા વળાવીને વળશેરે,
સગા તે વન કેરા લાકડા તે ભેગા આવી બળશેરે—એક.

**સરોજની. —ભજન—**

કાળ નહિ છોડેરે, હાલા શાને મથીને મરો
પાપી ભ્રમણા કાજેરે, ધોળા કાળા શીદને કરો
**મન જાણો છો ? મેં કયું કે, પણ કરનારો છે કોય;**
**આદર્યા અધવચ રહે ને, હરી કરે સો હોય,**
મિથ્યા વૈભવ માટેરે, નિદય જુલ્મી શીદને કરો—કાળ૦

નાકી સમજો કાળ રાય ત્યમ, રંક સર્વને ખાય,
બાંધી મુઠ્ઠીએ આવેલા, સૌ ખાલી હાથે જાય,
**કરશો તેવું ભરશોરે ?** પરમેશ્વરથી જરી તો ડરો—કાળ૦

**બોડાણો** **—વૈરાગ્ય ભજન—**

જુઠું જુઠું જગત ખરૂં જાણ્ય મારે
જુઠી જનની, જુઠી જાયા, જુઠી મોહ ભરેલી માયા,
કાચ કુપો છે કાયા, મમતા તાણુ મારે
ગગને જામે વાદળ ગોટા, પાણીમા પ્રગટે પરપોટા,
**ખેલ વિશ્વનો ખોટો—સાચો જાણુ મારે**
મારૂ મારૂ કરતા મરતા, દ્રવ્ય કાજ પાપે નહી ડરતા,
મેલી ચાલ્યા દામ ખજાનો ખાણુ મારે.
જુઠી જાણો જગતની બાજી, આતશબાજી જાશે ગાજી,
અતે સૌને સોવુ છે, **સ્મશાન મારે.**

**સતી તોરલ.** **—ભજન—**

**જેસલ** કરી લે વિચાર, માથે જમ કેરો માર,
સ્વપ્ના જેવોરે સમાર, **તોળાંદે** કરે છે પોકાર.
આવોને **જેસલરાય** આપણુ મળીયે,
ખરા સત હોયે ત્યા જઇ ભળીએજી ?
આ ભવ આવીયો અવતાર માથે સદ્દગુરૂ ધાર,
જાવુ **ધણીને દરબાર** બેડલી ઉતારે ભવપાર—આવોને૦
**મોતી** એરણુમા ઓરાય, માવે ધરણુ કેરા ઘાય,
ફુટે ફોકટીઆ કહેવાય, સાચાની ખરે ખબર્યું થાય—આવોને૦
નવલખ કોથળીઓ બધાય, ત્યારે ગાંધીડો કહેવાય,
હિરા માણેક હાટે વેચાય, તેના મુલ મોંઘેરા થાય—આવોને૦

નિત્ય નિત્ય ઉઠી ન્હાવા જાય કોયલા ઉજળા ન થાય,
એટો ગુણિકાનો તે તો બાપ કોને કહેવા જાય.–આવોને૦
દેખા દેખી કરવા જાય, એ નર અધુરીયા કહેવાય,
હાથમા દીવો લઇને છતી આંખે કુવે પડવા જાય–આવોને૦
એવી ચાર જુગની વાણી સતિ તોરલ દેવી ગાય–આવોને૦

## રાગ સાજ સંગ્રહ–હનુમાન સ્તુતિ–

ધન ધન મહાવીર બજરંગ, રાવણ લંક જલાને વાલે.
આજ્ઞા રઘુનંદનકી પાય પહુચે ગઢ લંકામે આય,
ક્રોધિત હો દી આગ લગાય, રામકે કામ બનાને વાલે.–ધન.
રાવનકી બાટીકા ઉજારી, મારા અક્ષય કુમાર સુરારી,
ફસ ગયે બ્રહ્મ પાશ એકવારી, લીવા લલિત દીખાનેવાલે–ધન.
ચઢી દ્રુમ અશોકપર હર્ષાય, દિન્હી ઝટ મુદ્રિકા ગિરાય
ચરનન ગિરે સિતાકે આય, પિયાકી ખબર સુનાનેવાલે–ધન.
શક્તિ મેઘનાદ ને મારી, વ્યાકુલ ભયે લક્ષમન બલધારી,
લાયે સજીવની સુખારી, લક્ષમન પ્રાણ બચાને વાલે–ધન.
માયા રચ અહિરાવન ધાય, જબ હર લે ગયા દોનો ભાય,
રામકો લક્ષમન સહિત ઉઠાય જાય પાતાલમે લાનેવાલે–ધન.
દુષ્ટોકો મારો તત્કાલ, ભક્તોકા કરિયે પ્રતિપાળ,
શરણાગત દ્વિજ મન્નોલાલ, ધન સિધા બલપાનેવાલે–ધન.

## સતી તોરલ. —ભજન—

પાપ ત્હારૂ પ્રકાશ જાડેજા પાપ ત્હારૂ પ્રકાશરે,
ત્હારી બેડલીને બુડવા નહિ દઉ જાડેજારે–તોરલ કહે છે.

હરણ હર્યા લખચાર તોરલ દે હરણ હર્યા લખ ચારરે,
કઇક વનમા મૃગલા મારીયા, તોળાદેરે એમ જેસલ કહે છે
કર્મ ત્હારા સબાર જાડેજા ધર્મ ત્હારો સભારરે-તારી બેડલી.
લુટી કુંવારી જાન સતિ નારી, લુટી કુવારી જાનરે,
સાત વીશુ મોડબધ મારીયા તોળાદેરે, એમ-જેસલ કહે છે.
ધર્મ ત્હારો સભાળ જાડેજા ધર્મ ત્હારો સભાળરે—તારી બેડલી.
તોડી સરોવર પાળ, સતિ નારી તોડી સરોવર પાળરે,
ભાઈ ભાભીને મે મારીયા તોળાદેરે એમ જેશલ કહે છે
કઇક પરમાર્થ કર જાડેજા કઇક પરમાર્થ કરરે-તારી બેડલી.
માથાના જેટલા વાળ સતિ નારી માથાના જેટલા વાળરે,
એટલા કુકર્મો મ્હે કર્યા તોળાદેરે એમ-જેસલ કહે છે.
પાપ તારૂ પ્રકાશ જાડેજા પાપ ત્હારૂ પ્રકાશરે,
વિનવે જેસલરાય સતિને વિનવે જેસલરાય,
મારી બેડલી ઉનારો ભવ પાર, સતિ—મારી.

**સતી તોરલ.**

—૦:—

જીવન દિન ચારનુ ચટકુ નકામો મોહમાયાનો,
ઉડી જાવુ આહા અતે કરીને ત્યાગ કાયાનો.
થતાં દરબારનો ડંકો રહે ના ગર્વ બકાનો,
શુરાનો પણ સમય આવે સમાધિમા સમવાનો.
અરેરે કયા માયાનો નકામો મોહ સસારે,
ભુલે જ્ઞાની છતા જ્ઞાને ધારાની ઢોંગ ડાહ્યાનો

## ગ્રામોફોન રેકર્ડ ગાનાર રા નાથુલાલ.
### રાગ—ગરબો.

પાતળીતા પાલવ મેલોરે, પાય પડું રે
અલબેલા અળગા રહોનીરે પાય પડુ રે
છેગાળા છેડો મેલોરે પાય પડુ રે
વ્હાલાજી મારા, મહીની, મટુકી મારી ફુટી (૨)
**આ કંઈ મોતનમાળા તુટી** (૨) રે પાય પડુ છુ —પાતળીયા
વ્હાલાજી મારા કંસનુ રાજ નથી રૂડુ (૨)
કોઇ જઇને કહેશે કુડુ (૨) રે પાય પડુ છુ —પાતળીયા
વ્હાલાજી મારા, ઝગડો ઝાઝો નવ કીજે, (૨)
તુને દાણુ શાનુ દીજે (૨) રે પાય પડુ છુ —પાતળીયા.
વ્હાલાજી મારા **દયાનો** પ્રિતમ છે સોહાગી, (૨)
મુને તારી માયા લાગી (૨) રે પાય પડુ છુ —પાતાળીયા

## વિરાટ—પર્વ      રાગ ઉસ્તાદી ભજન.

વગતન મુખસે કીયો ન જાય તેરો **રાધા કીશન મુરારી**
ફાગન મે જબ હોરી ખેલત, બીહરત કુંજ **બીહારી**
**શ્રીંદાબન્દકી કુંજ ગલીમેં**, બહીંઆ પકડ રંગડારી,
ક્રોધમે આકર ભવે ચગામ્ર, તબ બોલી **બ્રીજનારી**
મત રંગ ડારો લાજ ધરો તુમ, હમહય **નાર કુવારી,**
તુમ હો **નીરલજ** હમ નહી અયશે મુખસે સુનોગે ગારી—
(તબ) ફગવા લીયે બીન—જાને ન દુગા હસકે—બુલા મુરારી,
અબ કહા જાઓ બચો મોરે આગે ભર મારી **પીચકારી,**
કહેને લગી સબ હાત જોડ અય ગોકુલકેરખવારી,
તુમરે પ્રેમમે બની હમ મુરખ, અગીઆ બીજ ગઇ સારી,
અબતો છોડ દો ચીર હમારે તુમ જીતે હમ હારી.

**બોડાણો.** —:૦—

રગમે કયસે હોરી ખેલુંગી, **સાંવરીયાકે** સગ,
ધોબી ધોવે મથવે સયલે, **ધોબનીયાકે** સગ.
કીસ પાપીકી નજર લગી, **મેરી ચોલી હોગઈ** તંગ,-રગમે૦
મેરા શૌહર સુસ્ત મીલા હય, રોજ પીતે હય ભંગ,
હાય જવાની હો ગઇ ગારત, પાની હો ગયા અંગ—રગમે૦

**બોડાણોં.** —·૦·—

ઝેણી ઝેણી મોરલીયો વાગે છે, **ઈનો નાદ ગગનમાં** ગાજે છે-
વાલા વરણાગી ઉભા, જમનાની તીરે, સુણીને નાદ ગાયો બાગે છે-

**સતી દમયતી.** —૦—

**દમયંતી**-જાઓ સીધાઓ બાળ અમારા અતરના આરામ,
મળીશુ ફરીને મેળવશે જે ભકતવત્મલ ભગવાન-
**બાળક**—હાય અભાગી અમ પામરપર આવ્યો દુષ્કર યોગ,
બાળ અમે લાચાર સકીયે, માત તાત વિયોગરે-
**દમયંતી**-નીરવિનાની સરિતા સુની સ્વચ્છ વિના સુની ગાય,
પાખવિના સુની પંખીણી જેવી બાળવિના સુની માયરે-
**સુદેવ**—સારા નરસા યશ અપયશના વડીલ કરે જે કામ,
ભોગવવા પડે જે સર્વ સ્વજનને તેના જે પરીણામરે-

**સુરશ્યામ.** —૦.—

સૈયા હુ હુ ગુલાબી રગ પ્રીતમ રગ કેશરીયા,
મારૂ જોબન ગુલાબી રગ પ્રીતમ રગ કેશરીયા.-સૈયાં૦
પાન ગંગેરી જસોદા બીડીયા, ચાવે ગુલાબી ફુલ,
ચલાવે રગ કેશરીયા.—સૈયાં૦

ચુન ચુન કલીયાં શેજ બીછાય, સોવે ગુલાબી ફુલ,
ઉડાવે રંગ કેશરીયા—સૈયા૦

સુરશ્યામ. —રાગ ભજન—
ભક્તી સુધારશ સાર જગતમા, સત્ય સમજો નરનારીરે,
ભક્તીને વશ થઇ ગીરધારી, આહીર સાથે ગાયો ચારી;
કપટી મામા કંસને મારી, દાસી કુબજા તારીરે—ભક્તી.
વૃજ વનીતાનુ વ્હાલ વધારી, રાસ રમ્યા વીઠુલવનમાળી,
ઇંદ્રિતણુ અભીમાન વિચારી ગોવરધન કર ધારીરે—ભક્તી.

રામવર્મા —વૈરાગ્ય, રાગ મારૂ—
જીન્હા ઘર ઝુલતે હાથી, હજારો લાખકે સાથી,
ઊન્હાકો ખા ગઇ માટી, તુ ખુશ કર નીદ કયો સોયા ટેક
નક્કારાહ કુચકા બાજે, કિ મારૂ મૌતકા બાજે,
જયો શ્રાવણ મેગરા ગાજે, તુ ખુશ કર નીંદ કયો સોયા—૧
કહા ગયે ખાન મદમાતે, જો સુરજ ચાંદ ચમકાતે,
ન દેખે કહા જીવહ જાતે, તુ ખુશ કર નીંદ કયા સોયા—૨
જીન્હા ઘર લાલ ઔર હીરે, સદા મુખ પાન ઔર બીડે,
જીન્હાનુ ખા ગયે કીડે, તુ ખુશ કર નીદ કયો સોયા—૩
જીન્હા ઘર પાલખી ઘોડે, જરી જર બફ્તકે જોડે,
વહી અબ મૌતને તોડે, તુ ખુશ કર નીંદ કયો સોયા—૪
જીન્હાકે બાલ થે કાલે, મલધ્યા દુધસે પાલે.
વહ આખર આગમે ડાલે, તુ ખુશ કર નીદ કયો સોયા—૫
જીન્હા સંગ પ્યાર થા તેરા, ઊન્હોને કીયા ખાકમે ડેરા,
ન ફિર વહ કરનેગા ફેરા, તુ ખુશ કર નીદ કયો સોયા—૬

**શ્રી બ્રહ્માનંદ ભજન.—રાગ ગઝલ—**

કૃષ્ણ ઘર નંદકે આયે સિતારા હો તો એસા હો
કરે સબ પ્રેમસે દર્શણ દુલારા હો તો એસા હો.
બકાસુરકો મશલ ડારા, પુતના જાનસે મારી,
કંશકો કેશસે ખેચા ખિલારા હો તો એસા હો.
કુદ પાનીકે અંદરસે, નાગકો નાથ કર લાયે,
ચરણ ફ્ણ પેઘર કરકે, નચારા હો તો એસા હો
તીર જમુનાકે જા કરકે બજાઇ, બંસરી મોહન,
ચલી ઘર છોડ બ્રજનારી, પિયારા હો તો એસા હો.
રચાઇ રાશ કુંજનમે, મનોહર રૂપ બન કરકે,
દેવ દર્શનકો ચલ આયે, દીલાગ હો તો એસા હો
ગયે જબ છોડ ગોકુળકો નહિ ફીર લોટકર આ,
સખિ રોતિ રહી બનમે, કીનારા હો તો એસા હો
પૂરી દ્વારાવતિ જાકર, મહલ સોનેકે બનવાયે,
હજારો રાનિયા વાહી, ફસારા હો તો એસા હો.
કુરૂ–પાંડવ લડે રનમેં, જીત અર્જુનકી કરવાઇ,
બચાઇ લાજ દ્રૌપદીકી સહારા હો તો એસા હો.
ઉતારા બાર ભૂમીકા, સિધારા ધામ આપનેકો
વો બ્રહ્માનંદ દુનિયાસે નીચારા હો તો એસા હો

**જુગલ જુગારી** —o:—

નાહી બનશેજી પ્રીતિના મોતીનુ મૂલ,
મોતીનું મુલ આખી દુનીઆ છે ડુલ—નાહી.
હીરા–માણેક દામ કરોડો, પ્રીતિના હ્રેજમા એ છે વસુલ—
સાગર રસતો–છીપ છે દિલની, પાકે મોતી, પાણી જામે અતૂલ—

રા'માંડલીક. —:૦:—

બોલો બોલો પ્રીતમજી, બોલો પ્રીતમજી, પાછા મને શું સતાવશો?
પ્રીતે રીતે મને રીઝાવશો--"એમ .......હા"
મને હીરા મોતીથી મઢાવશો--"હા બાઈ હા"
જો જો ખોટા બ્હાના ના બતાવશો ...બોલો

કારભારણ કામણગારી હું,--

કારભારી કામણગારો હુ ભરે સલામ લોક હજારો
સોનાના અસ્તરા બનાવી મુડુ આખુ ગામ
નાતીલા પણ કબુલ કરે ધાસ્તી ભરેલું કામ,
જો જો હરખે હડકાયા થઇ ના જશો ....બોલો

રા'માડલીક. —૦—

પ્યારા પ્રિયતમ રશરાજ અમને આજ રીઝાવો,
લટકાળી લલના કાજ સૌ શણગાર મગાવો
સાચી સાડી ચોળી લાવો, પાટણના પટકુળ મગાવો,
હીરા મોતી ટાકી પટકુળે, પાડી ભાત કસબી કોર મુકાવો
લાડ લડાવુ તમને શાણી—જે માગો તે આપુ આણી,
હોસે સ્વામી મારા મનડાના પુરો કોડ, મોઘી હાઉસ બંધાવો,

મીનળ-મુંજાળ. —રાગ કવ્વાલી—

જગતના જાણુ ભેદુઓ રસીક દીલના દીલદાર કો
બતાવો કોઈ તો આશક? જગતના
કરૂ તન બદન સૌ ડુલ આપુ મગો જે તે મુલ,
ઝુરે આ કુમળુ બુલબુલ, બતાવો કોઇતો આશક?
મૃદુ આખડી આજી ગુથી વેણી ફુલડાથી,
કચુકી કસકસી બાધી, બતાવુ કોને તે આશક?–જગતના

**બીનળ-મુંજાળ. -રાગ-ઉસ્તાદી-**

અલબેલા અકેલા આયા અવી, જાને ન પાવે વાકી રોકો ગલી,
મથ જલ જમના ભરન જાત રહી, બીચ ડગર મોહે આન છલી.
તોરો હારહય હંઇકો સજની, નથ બેસર મોરી ચપાકલી-અલબેલા.

**બીનળ-મુંજાળ. —૦.—**

અધુરો ઘટ છલકાય આખરે અધુરો ઘટ છલકાય,
સાગરમા બહુ સલીલ ભર્યું છે, પણ મઝા ન મુકે જરાય.
આમ્રતરૂવર ફળ આવે સમ નીચુ નમતુ જાય,
એરંડો ફળ આવે ભાઇ! ઉંચો વધતો જાય—આખરે,
મૂળ સસ્કાર પડયા વીણુ માન અધુરીયા કહેવાય,
વિદ્યા કે વિપુ, વીત વસ્ત્રથી, જાતી સ્વભાવ ન જાય—આખરે.

**ઉદય-ભાણુ. —૦—**

રસીબો રસીલી ચાદનીનો સમો સાધી, તજી સઘળી ઉપાધિ
ગમા ઉપવનમા—
ગુપચુપ વાતો કરે, નેનના ઈસારા કરે;
સગે હસે હરે ફરે રગ ધુનમા—(પછી),
પળમા રીસાયા છે રસીલા, ભાન ભૂલી ભામિની,
માનતા મોહન નથી, હાથે પગે થઇ માનુની.
વેળા રસીલા વહી જશે, પસ્તાવો પાછળથી થશે,
માન મોહન! માન, જાશે કાળ કા'ણી રહી જશે.
તુ માન ભલે ના માન મને પરવા નહિ,
જીવજાન તને નહિ અલગ કરૂ તનથી,
પ્રીત વચન વીણા રચના રસીયા મન વસીયા મારેજી—

**ઉદય-ભાણુ.** —રાગ ભજન—

ટાળ્યા નહીંરે ટળે લખ્યા લલાટે લેખ—ટાળ્યા૦
વાવ્યા બીજ તે ફળે કરમે લખ્યુ તે મળે—ટાળ્યા૦
દશરથ બાંધેલ તલાવડી, પાણી શ્રવણ ભરે,
ધર્મ કરતા ધાડ થઇ, આંધળા ઝુરી તો મરે—ટાળ્યા૦
રઘુવીર ચાલ્યા વનમા, સીતા રૂદન કરે,
દુષ્ટ દગે સતી લઇ ગયો, લંકા પલમાં બળે—ટાળ્યા૦
હરિશ્ચંદ્ર જેવા રાજવી, નીચ ઘર મજુરી કરે,
રાણી વેચી પરઘરે વેળા ચાકરી સો કરે—ટાળ્યા૦

**ઉદય ભાણુ** —:૦.—

વન વગડામા ભૂલી પડી, ત્યા અમ્રત પ્યાલો પીધોરે
પીધો લીધો સાર સૃષ્ટિનો, બોલ અમર ત્યા કીધોરે-પથી પરદેશી
અધવચ વગડે વીંછુ કરડયો, ઝેર ચઢયું છે અંગેજી,
કોઇ મુરલીવર મંત્ર ભણે તો શીતળતા થાય અંગેરે-પથી
દુનિયા મારી ચેષ્ટા કરતી, ને ગાડામા ગણતીરે,
હું ગાડી કે દુનિયા ગાડી, આપ કરી દો ગણતીરે-પથી.

**સત્ય પ્રકાશ** — ૦ —

આજ હુ તો પરણ્યા પિયુથી રીસાણી,
મને મોહનજી આવી મનાવશે.
પાછળથી આવી એ પકડે પાલવડો,
હુ—કહીશ મોહનજી મુકોને કેડલો.
બોલ મારી મીઠડી ! બોલની રસીકડી ! એવુ કહીને બોલાવશે,
વ્હાલમના વેણુ મારા ચિતડાના ચોર, મારા મીઠા કળાયલ મોર.
કહેશે જો કંથ મને વગડાનુ ઢોર
તોય હુ કહીશ કાળજાની કોર કયારે આવશે.

**કામલતા.** —૦.—

આપ પાપડ વાડીમા પધારજો લ્હેરીલાલ
મદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે
રંગરગીલા ચાલ મારી પાડોશમા તુલસી કયારાનુ નીશાન છે,
છજામા **તુલસીના ઝાડનું નીશાન** છે.-લ્હેરીલાલ.
અખડ ને અભગ આજ માજ પહેલા પધારજો
હડતાળવાળાનુ તોફાન છે. જબરૂ હડતાળવાળાનુ તોફાન છે-લ્હેરીલાલ.
જોખમ ભરેલુ કામ પુરી પંચાત છે, ધાસ્તી છે આફતમા
જાન છે, મારા બાપ ધાસ્તી છે-લ્હેરીલાલ.

**માલતી માધવ.** —:૦·—

ચાલ...ચાલ ..ઓ અલબેલી, વળી વળી પાછુ જુવે શુ પ્રેમ ઘેલી
તારા ઉરમા આનદની હેલી, મારુેવી, તારા ઉરમા આનદની હેલી,
મળ્યા હવે ભેગા, **ચંપો ને ચપેલી** . ..ચાલ ચાલ;
મારા પગના ઝાઝરની ખીલી, વારે વારે પડની ઢીલી
**(ખીલી જેવી ઢીલી, એવી તુ એ છે હઠીલી, હવે ચાલ?)**
(આ, આવિયે છીએ) . . .. .ચાલ.

**અલ્લડચાળઈ** — ૦ —

રોજ સામી સાજના આવજો, **સામી.** સડકપર બંગલો,
મીઠા મ્હેમાન આજ આવજોરે—સામી૦
પ્રીતિ સરોવરની પાળે પાતળીયા
અમીરસ પીજો પીવરાવજોરે—સામી૦
કયાને કયારડે મ્હેકે કસ્તુરી
લ્હેરખડા લુટજો લુટાવજોરે—સામી૦

**છત્ર વિજય** —:૦:—

પાતળીઆ પાલવ છોડો કોઇ જોઇ જાશે,
—નખરળા શીદ તરછોડો મારો જીવ જાશે.
બાળી ભોળી હુ બાળ કુવારી,
બાગો ભોગો હુ છુ બ્રહ્મચારી,
**છોડો છોડો મારો હાથ મરડાઈ જાય છે.**
**આના આવા ચાળા જોઇ લાહી થાય છે.**
**કાં શું થાય છે ? (મારો જીવ જાય છે, અરે હાય હાય હાય)**

**બુદ્ધદેવ** —૦:—

પિયુ પિયુ પોકારતીરે, પપૈયા વધુ ઝુરે વનમા,
વિરહ અગાર ઉડે તનમા, અતિશય બળી રહી મનમા –પિયુ
ખીલતી આ કળી કુસુમની, ભોગી વિના કરમાય,
ઝુકતી આ લલિન પાખડી, ભોગી મધુકર મ્હાય–પિયુ૦
**બાળા રસાળી અંતરે, આકુળ વ્યાકુળ થાય;**
**નમ્ર નવોઢા નૌતમ રમણી, રસિક નરવર મ્હાય,**
હસણી દુખી થતીરે, કોમળ માનસ ઉપવનમા–પિયુ૦

**વસંત પ્રભા.** —૦—

કેડયો મુકોને કે મારો કથ કોડીલારે
રાખો જરી મરજાદ, હો રગીલારે જોગી.
પાલવ છોડો મારો માહ્યબાજી શાણારે,
લોક દેખને મર લાજીરે, હોજી રસાલારે જોગી.
સાનમા સમજો કાઇ ઝાઝુ શુ કહીરે,
દીલની ચોગી શુ જગ જાણેરે, હોજી રસીલારે જોગી
પ્રેમ મીઠી કરીને પીજીએ હોજી રસીલા જોગી.

શુકદેવ —:૦:—

ફુલની પાખડી લ્યો પ્રાણ, ગણી અંતરની ઓળખાણ—ફુલની.
શ્યામ સલુણા અમ ઘર આવ્યા, શા કરીએ સન્માન,
નાથ નગિના પરિમલ ભીના, મન માન્યા મેહમાન—ફુલની.
ઝાઝુ શુ કહીએ સમજુને, સખી નયનના બાણ,
વિમળ કમળ આ સરવર જળનુ, ભોગી ભ્રમર સુજાણ-ફુલની.

કુમારપાળ. —:૦:—

પ્રેમ તંત્ર અણમોલ સખી એ શીખવ્યા નવ શીખવાય,
કોઇના શીખવ્યા નવ શીખવાય.
પડે સમજ અનુભવે આવડે, કાન્ત મિલન જ્યા થાય,
એકાન્તે કાન્ત મિલન જ્યાં થાય -સખી.
પ્રિયતમને જોતા શરમ ચડે, ધડકે ઉર પાછા ચરણ પડે,
ત્યા શા શીખાવે પ્રણય તત્ર, જ્યા નયને મદ ઘેરાય;
હઠીલા નયને મદ ઘેરાય—સખી.
પણ જ્યા જરી આખથી આખ મળે, પળમા ઉર એક બીજા ઉછળે
અધીરા હ્રદયેથી હ્રદય મળે, ત્યા રસ સાગર છલકાય
સ્નેહથી રસ સાગર છલકાય.

નવલ-કુસુમ—રાગ—ગરબો (બેન્ડ સાથે)

ભાન ભુલ્યા છો રાજ, મુખડાની મલકે, (૨)
કામણગારી કીકીની હલકે હઠીલા રાજ (૨) ભાન ભુલ્યા છો.
ઝાઝરને ઝણકે, નેપૂરને રણકે, (૨)
જોબનીયાની ભુરકીની ભનકે, હઠીલા રાજ (૨)ભાન ભુલ્યા છો.
હાથને લટકે, ચાલને ચટકે. (૨) પતલી કમર કેરે કટકે—હા.

**જલસા સંગ્રહ–રાગ, ખમાચ, દાદરો !**

કાઈ લટક લટક ચલત મોહન આવે ભાવે,
અધુરી, અધુરી, મધુરી, મધુરી, મોરલી બજાવે–કઈ.
આધે કમરીયા હાથે લકરીયા બનમે ગઉવા ચરાવે,
સાવલી સુરત મોહની મુરત, મુખશે બિન બજાવે–કઇ.

**મી. મુરાદઅલ્લી —ઊસ્તાદી–ભજન.–**

મદીનમે મોહમદ આયો દીલભર સચ્ચો દીન જગાયો,
સરવર સચ્ચો દીન જગાયો—મદીને
**જુમમ્મેકી** રાતકો જન્મજ ધરીયો, **અમીના** ઘર જાયો
દાઇ **હલીમા** પાલના ઝુલાવે હુરાયે મગન ગાયો,
અબદલ્લા ઘર અનંત વધાયો—મદીને
**નબી મોહમદ** ચલે મેહેરાજકુ ચોથે અરશપે આયો,
ચોથે અરસપે એક શેર ખડા થા, અગુઠી નબિસે પાયો,
મુદત પરદેમેં દીખાયો.—મદીને
ઉસ પરદેમે નબીકુ બીઠાયો, **અનાહક** ભેદ બતાયો,
આશુક માશુક દોનો હીલમીલ બૈઠે, આશુક માશુક મન ભયો,
નબીજી માહેરાજ સીધાયો.—મદીને
નૂરકી પગરી નૂરમ જામા, નૂરકી સેજ બીછાયો,
નૂરકા સેહરા, નબીજીકે શીરપર મોતીયન મેહ બરશાયો,
નબીજી માહેરાજસે આયો.—મદીને
કલમા પઢો નીત નૂર નબીકા, ઇલમે–દીન સોહાયો,
ઇલાહા, ઇલ્લીલાહા મોહમદ રસૂલીલ્લાહ, કલમા મુખપાક પ
નીરેશા તેરે કદમોમે આયો —મદીને

**સરદારબા. —કજોડાની કહાણી—**

કોને કહીએ કજોડાની કહાણીરે, જેમ બળદ પીલાયે ઘાણીરે,
લોક વગોવે ને સાસુ સતાપે, વળી પીયુડો છે પામર પ્રાણીરે.
**હું જોબન રશ ઝુલતી, પણ જોડીની ખોડ,**
**પીયુડો રમે લખોટીયે કરતો દોડા દોડ.**
જગદીશ! હવે ગભરાણીરે, સહાય કરજો શ્રી સારંગ પ્રાણીરે

**રામગ્રાફ ન ૫૧૨ -ઉસ્તાદી ભજન-**

**અલી** જીકરલે, મુરખ મનવા પીછે તુ પછતાવેગા,
... .. .. **રે ભાઇ, પીછે તું પછતાવેગા**
ઇસ દુનીયામે કહેત કબીરા ફેર જનમ નહિ પાવેગા[૨]—અલી
**દેરે દીલાવે નામ મૌલાકે, દેવેગા તો પાવેગા,**
**... .. . રે ભાઇ દેવેગા તો પાવેગા.**
ગયા વખત ફેર નહિ મીલનેકા, ખાલી હાથેજાવેગા[૨]—અલી.
દુનિયારે દૈલત માલ ખજાના સગ ન તેરે આવેગા
.. . રે ભાઇ સગ ન તેરે આવેગા
મહેલ મહેલીયા, બાગ- બગીચા, સબ છોડકર જાવેગા[૨]—અલી
**હાથીરે** ઘોડા ફોજુરે લશ્કર ધરકુલ્લે ચૌકી બીઠાવેગા,
... ... .. **રે ભાઇ ધરકુલ્લે ચૌકી બીઠાવેગા.**
દીલકે ભીતર તનસે મનડા, જમરા જીવ લે જાવેગા[૨]-અલી.
રોજ મહેશરમે, નિશદીન બોલે, પાક મોહમદ આવેગા,
... . . .. ..**રે ભાઇ પાક મોહંમદ આવેગા.**
નબી મોહમદ મુસ્તફા, કુલ્લ આલમકુ બતાવેગા.—અલી

(સલામ આલેકુમ)

**પૃથ્વી પુત્ર.** —:૦:—

આવી આવી વસતની બહાર, સુની મારી સેજલડી,
તોયે આવ્યા ન હૈયા કેરા હાર, સુની મારી સેજલડી.
લાવો લાવો સમજાવી, સુંદર શ્યામ શ્યામ શ્યામ,
આવો આવો અંતરના આરામ, સુની મારી સેજલડી.

સાખી { મીઠા બોલી કોકિલા કરે મધુર ટહુકાર,
વીરહે વ્યાકુળ વલ્લભા દેતી શ્રાપ હજાર.

મનગમતા મોહન લાલા, અંતર છો વિહ્વળ વ્હાલા,
પ્રીતિ ધારા વરશાવો, શાને તરશાવો,,
ફુલસૈયા સોહાવો, ફુલબાણુ વિંધેપ્રાણ—આ સુની મારી સેજલડી.

**મીસ પ્યારીજાન. —રાગ કહેરવા—**

અપને ખ્વાજાકી મે જોગન બનીરે હો (૨)
જોગન બની, બેરાગન બનીરે (૨) અપને ખ્વાજા—(૨)
તુટાસા કુવા નીરખારે, હોય ચમેલી ફુલ,
સબ સખીયન મીલ સહેરા ગુંથે, પહેને નબી એ રસુલ
મે તો જોગન બનીરે, અપને ખ્વાજાકી—
પત્તા તુટા ડાલસેરે, લેગઇ પવન ઉડાય.
અબકે બીછડે કબ મીલેંગે, ઉપરે લે જાય—મે તો જોગન-અપને.
પત્તા ઝુકાજા ટેહનીકે નીચે, બનાયે પાચો ફુલ,
ઉપરકે પને સબી ઝુકેરે, પહેનાયે નબી એ રસુલ-મે તો.

**પ્યારા સાહેબ—રાગ, આશાવરી—**

કરલે સીગાર ચતુર અલબેલી, સાજનકે ઘર જાના હોગા. (૨)
માટી ઉઢાવન માટી બીછાવન, માટીમે મિલ જાના હોગા-
નહાલે ધોલે શીશ ગુથાવલે, ફીર વ્હાસે, નહી આના હોગા-ક૦

વિક્રમચરિત્ર —.૦:—

કોઇ દુધ લ્યો દીલરંગી, શોખીલા શાણા ઉમંગી—હાં કોઇ
કેશી પીયે કસુંબલો, ગાંજો પીયે અબુધ,
શુર તો દીવાના પીયે, દાના પીયે દુધ.—હા કોઇ
એક અમીરસ દેવનો, બીજો રસ છે પ્રેમ,
ત્રીજો રસ ગોરસ ભલો, પીયે કયા હેમ—હા કોઇ.
ગોરી ગવરી ગાયના, ગોરા મીઠાં દુધ
હું પણ ગોરી ગોરડી, ગોરૂ દીલ છે શુદ્ધ—હા કોઇ.
હેમ કટોરો હાથમા, માહી અમૃતમાર
ચતુર હોય તે ચિતવે, ગુણ સમજે ન ગમાર—હા કોઇ.

મીરાબાઇ —રાગ ગરબો—

ગોકુળીયે લઈ ચાલો, ઓધવરાજ હમને, (૨)
આણી તીરે ગંગા ને પેલી તીરે જમના. (૨)
વચમા ગોકુળીયું છે ગામ—ઓધવરાજ હમને (૨)
થોડા થોડા જળમા માછલીયા રે તપશે
તલપ તલપ જીવ જાએરે—ઓધવરાજ હમને (૨)
ઊંડા કુવામા ઉતાર્યારે હમને (૨)
મેલી ઠેલી શીદ જાઓરે—ઓધવરાજ હમને (૨)
શેરી ભલી પણ સાકડીરે, નગર ભલા પણ દૂરરે—ઓધવ૦
હમારા સાસરીયામા દુખડારે દીધા, ભલે મારે મહીયરે વળાવોરે,
ઓધવરાજ હમને (૨) ગોકુળીયે લઇ ચાલો—

ન્યાયસિંધુ. —૦:—

નંદલાલા કૃષ્ણ મોગરી, ગોકુલકે જાનેવાલે,
મથુરાકે રહેનેવાલે—નંદલાલા
અયસી બસિયા તુને બજાઇ, સબ સખિયનકે મન ભાઈ,
ગૌએ શરન તેહારે આઈ, કાનાકાલી કમલી વાલે—નંદલાલા

## સુકન્યા સાવિત્રી. (નાતરીયા ન્યાતનો ફજેતો)

નવ ગમે ઘરબાર, ભરી દુખની વખાર,
બળ્યો સંસાર નાતરીયા ન્યાતનો
..દીઠુ નારનું બજાર, વ્હોરી વ્યર્થ વહે ભાર,
જેમાં મળે નહીં મેળ કોઇ વાતનોરે—બળ્યો
કેમ કરી થાય કહો પ્રીતિ પરાણે,
"કરે જીવતાં મોહકાણ મુવે હોય તાણાતાણ."
...ભાઈ ભાઇનો વ્હેવાર ચાલે લાતનોરે—બળ્યો

કુસમાવતી —ભજન—

ભલે જન કોટી યત્નો કરે. નસીબના લખ્યા લેખ ના ટળે
પાપીયા પાપી પગલા ભરે, અંતમાં માથું પટકી મરે
હરિશ્ચંદ્ર મહારાજ જુવોને, નિચ ઘેર સેવા કરે
થઇ સેવકી સતિ લેખથી ગુમાન શાને કરે—નશીબ
પાન્ડવ સરખા ધર્મ ધારી પણ, વન વન રવડી મરે
ચીર હરણ થયા સતીનાં પ્રભુ કૃપા ત્યાં કરે—નશીબ
સતીયા સુરજન ભલે કુજનથી, કદી પીડતા ફરે
સત્યમેવ જયતે સમજજો ન્યાય નીયતા કરે—નશીબ

## મીરાંબાઇ રાગ, ભજન—પદ.

ઝુલત રાધા સંગ, ગિરિધર ઝુલત રાધા સંગ,
અબીલ ગુલાલકી ધુમ મચાઈ, ભર પિચકારી રંગ.—ગિરીધર•
લાલ ભઇ બિંદ્રાવન જમુના, કેશર ચુવત અંગ "
નાચત લાલ અધ્રર સુગ્રશભર, ધિમી ધિમી બાજે મૃદંગ"
મીરા કહે પ્રભુ ગિરધર નાગર, ચરન કમલ કુદંગ.

## કબીર ભજન. —રાગ પદ—

તુહી રામ તુહી રામ તુહી રામ, તારો ચરખો બોલે રામ નામ,
ભજ તુહીરે નીજ તુહી રામ તુહી,
ચરખો મારો અજબ રંગીલો, પુણીઓ લાલ ગુલાલ,
કાતનેવાલી છેલ છબીલી, આકાશ નાખે તાર, અરજી સુણજો મોરીરે.
રૂ પીંજાવવા હુ ગઈ, તુમ પીંજો પીંજરા બાઇ,
પીંજન પીંજોરે કોઈ ખા ગઈ, કાઇ દાસ ગુરૂ સમજ બતાઇ.
જળ ઉપર જળ નિપજેરે, જળમા કીધો વાસ,
એક અચંબો મે સુણ્યો કાઇ બેટી જનમ્યો બાપ.
બેટી પુછે બાપકુ તુ અજાણ્યો વર લાવ;
અજાણ્યો વર ના મળે તો તારે મારે ઘરબાર.
માતારે મરજો પીતારે મરજો મરજો ઘર ભરથાર;
એક ન મરજો પીતારે મારા ચરખાનો ઘડનાર.
રામદાસનો ભણે કબીરો આ ચરખો કહેવાય;
આ ચરખાને જે કોઈ ફેરવે, તેનો જન્મ મરણ મટી જાય.

## રાજકઠીયારાની વાર્તા— (રાજકઠીયારો નોવેલમાંથી)

—રાગ–દોહરો—

ભારતખંડમાં સુદીરગામ, ક્ષત્રિઓનું મોટુ ધામ।
જગજા નામે પૂરનો ધણી, સ'નામે રાણી પદમણી।
એક દીવશ નિશાએ રાય, પાસે રાણી ચાપે પાય,
રાતદીવસનો પડયો વિવાદ। હોડ કરી કીધો સંવાદ।
ચડા ઉતરી બેને થાય, રાજા હઠમા આવિ જાય,
હાજીઆએ 'હાજીહા' કરી, કાળીરાત બપારા ઠરી।
ગર્ભવતી ગુણવતી નાર, મૂકી રાત્રે વન મોઝાર।
રોતી પીટતી રાણી ગઇ, વનમા પ્રસુત પીડા થઇ।
જાયો કુવર કન્હૈયો કહાન. જાણે બીજો ભૂપ નિધાન।
પણ પતી વિણ સતીનુ મન કચવાય, જુવે પુત્રને રોવાઇ જાય,
રાણી શોક અધિક મનધરે, દીકરો લઈ દક્ષિણ પરવરે,
ભુખ દુખના આવ્યદીન સતી નુ શરીર થાતુ ક્ષિણ.
પુત્ર ઉમારી માતા મરે ગીધિ સ્વર્ગ વિશે સચરે।
મરના માદળીયું દીધ હાથ, માતાએ આશિષ સગાય,
કુવર પછી કઠીયારો ઠર્યો પીતા ક્રોધથી કુવરી વર્યો
સતિએ દળદર કાઢયુ દર, ત્યાથી આવ્યા શ્રી સિદ્ધપુર
કપટે—કથ વગડે ઉપડે—(ને)—સતી સસગાને પાલવડે
—કહો જોગી પતી કહા જઇ રહયા ?=જંગલમા જોગી થઇ ગયા
—કહો જોગી સમરાનુ શુ થયુ ?=પુત્ર વધુ પર ચિત્તજ ગયુ.
×કુવર તાતથી કેમ પમાય ?—સતિને પતીનો સમા ગમ કયા થાય ?
=ઉત્તર સામી આખ્યો કરો દક્ષિણ સામી પીઠજ ધરો
=જયો પીતા શ્રી જોધાણ નાથ લેસતી તૂજ પતિનો હાથ.

## મ્યુનિસિપલનાં લાચીયા અમલદાર—(ભાષણ બાદ)

અમલદાર ગંગાજળ જેવો, હું ચોખ્ખો છું ચટ,
ના આપે તેનું ના લઈએ, એવા ભોળા ભટ
કેને રડાવી કેને દુબાવી કેને સમજાવી, કેને ધ્રુજાવી ભરૂ ખજાના ફટ,
પહેલા નાણા પછી વાત, નહિ નાત ! કે જાત,
વળી દીવસ કે રાત, ભરૂ પેટ ભલી ભાત,
એવી શાસ્ત્રી બાવાની લટપટ —અમલદાર

## નરસિંહ મહેતાની હુંડી.

### —રાગ લાવણી—

નરસી મેહેતા ભગત હરીના, જુનાગઢના રહેવાશી,
હુંડી કરાવવા આવ્યા ગામમા ચાર જણા તીરથવાસી—ટેક
આવી ગામમા પુછવા લાગ્યા, મોટા શેઠ શાહુકારોને,
સાતસે એક રૂપીઆની હુંડી દ્વારકામા આપો અમને,
સરવ મળી મનસુબો કીધો મોકલ્યા મહેતા નરસી કને,
તે તમારી હુંડી સ્વીકારે લાગ્યા મશ્કરી કરવાને
નરસી મેહેતાને ઘેર આવ્યા ચાલી, બેસારયા છે આસન આપી
મેહેતા વાત પુછેછે પહેલી કયાથી આવ્યા કયા જાવ છો ચાલી,
અમે નીકળ્યા તીર્થ કરવા દ્વારકાથી જાશુ કાશી—હુંડી કરાવવા.
હળવે રહીને કહે પરદેશી મહેતા વાત મારી સાભળો,
ઘેર તમારે રૂપીઆ ભરીયે તેની હુંડી કરી આલે,
સાતસે એક સુરતી સીક્કાના, થેલી લઈ ધરમા મુકો,
કાગળનો કટકો લખી આલો તે પર હુંડી કરી આપો.
મેહેતા થઇને પત્ર લખે છે સુરજની માહી શાખ કરે છે,
શામળસાનુ નામ ધરે છે આપશો તો મારી લજ્યા રહેશે,
કાગળનો કટકો લખી આલ્યો ત્યાથીચાલ્યા પરદેશી—હુંડી કરવવા.

પરદેશીને પંથ વળાવી મેહેતા વાત પુછે સઉને
આ ધનને આપણે શુ કરીએ ખવરાવી દો સત સાધુને,
ઘી ખાંડને લોટ મગાવ્યો લાગ્યા રસોઇ કરવાને,
ભાવતા ભોજન આપે બનાવી થાળ ધરાવ્યો ઠાકોરને
શો એક સાધુ થયા એકઠા, ફેંકી દીધા છે સઉના એંઠા,
મેહેતા હતા તેવા થઇ બેઠા નાહી ધોઇ મંદીરમા પેઠા,
હાથ જોડીને અરજ કરૂ મારી લજ્યા રાખશો અવિનાશી–હુંડી કરાવવા
હવે વાત કહુ પરદેશીની થઇ–નીકલ્યા દ્વારકાની માહી,
મોટા મોટા સાહુકારોને પુછે શામળાની પેઢી ક્યાહી.
આતો નગરમા નથી શામળશા ઘેલા થયા કે અક્કલ ગઇ.
તેમ તેમ ફાળ પડે પેટમા રૂપઇયા મળશે કે નહી
ખોળા ખોળી કરે નગરમા નથી આવ્યુ કોઈ નજરમા,
ઠગ મળ્યો એક જુનાગઢમા, ખોટી ચીઠી લખી આપી હાથમા
હાથ કપાળે દઇને બેઠા ચારે જણા થયા ઉદાસી—હુંડી કરાવવા.
નરસી મેહેતાનુ વચન રાખવા શામળાશા રૂપીઆ લાવ્યા,
સામસામી થયા એકઠા પરદેશી ક્યાથી આવ્યા.
અમે નીકળ્યા તીરથ કરવા જુનાગઢ રૂપીઆ ભરી આવ્યા
ખોટી ચીઠી લખી આપી હાથમા–શામળશાને બતલાવ્યા.
અમે છિએ નરસી મહેતાના, લ્યો રૂપિયા સુરતી સીક્કાના.
નથી મેલા છે કોરા કકડતા, તમારા રૂપીઆ ખરી મહેનતના
સાતસે એક રૂપીઆ ગણી આલ્યા, ચાર જણા ત્યા થયા ખુશી–હુંડી કરાવવા.
શામળ જોગોપાળ કરે છે રૂપીયા તમારા સંભાળજો,
ભરીપુરીને પામ્યા રૂપીઆ મહેતાજીને જઇ કહેજો
રખે દીલમા જગ હરખડના કામકાજ હોયતો કહેજો,
મંછારામ સત ગુરૂને શરણે સાચા ગુરૂને સંભાળજો–હુંડી કરાવવા.

# स्वर्ग नीसरणी.

—ભજન—

ધન ધનરે આજે ધારણુ ધરીયા, દયા કરીને મદીર આવોરે રામ.
ધરમ રાજા ધરમપુરીમા બેઠા, વૈષ્ણવની વાર્તા કરેરે રામ
પાપી પાખડીને બાધી લાવો, વૈષ્ણવની રક્ષા કરજોરે રામ.
એમ કરીને ચાર જમડારે ચાલ્યા, મૃત્યુ લોકમા આવ્યારે રામ
પાપી પાખડીને કેમ ઓળખીએ, વૈષ્ણવ જન કેમ ઓળખીએરે રામ.
સવારના પહોરમા નહાવુ ને ધોવુ, પુન્ય ને દાન કાઇ કરનારે રામ
એ એધાણીએ વૈષ્ણવ જાણવા, પાપી ચડાળને બાધી લાવોરે રામ.
એમ કરીને ચાર જમડ રે ચાલ્યા, રાજાના હાડમા પેઠારે રામ.
પહેલોરે કહે છે હુ તો તાવજ થઇશ, રાજાના હાડમા પેસુરે રામ.
બીજોરે કહે છે હું તો વઇદજ થઇશ, રાજાની નાડીઓ જોઉરે રામ.
ત્રીજો કહે હુ તો જોશીરે થઇશ, રાજાના જોશ જોઉરે રામ.
ચોથો રે કહે હુ તો શેઠીઓ થઇશ, બજારે હાટ કાઢી બેસુરે રામ.
એમ કરીને ચાર જમડારે ચાલ્યા, રાજાના હાડમા પેઠારે રામ.
રાજાની દાસી તો વૈદ પોકારે, વૈદના વૈદ બોલાવોરે રામ.
મછારામ વૈદ તમે અહીંજ આવો, રાજાની નાડીઓ જુઓરે રામ.
તાવ તરીઓ ને એકાતરીઓ, ઓથીઓ ખબર ન જાણુરે રામ.
એમ કરીને એક પડીકી આપી, ત્યાહાને ત્યાહા ઘડીના થયારે રામ.
સગા વહાલા સરવે ટોળે થઇ બેઠા, અતરના સગા સોડામા પેઠારે રામ.
જીવ જતા એનો કોઇએ ન જાણ્યો, પલકમા દેહજ પડીઓરે રામ.
લીલુડા વાસની પાલખી બધાવી ઉચકનારા ચારરે રામ.

ચાર જણા એની સાથે ચાલે, પુરૂષ પાલખી લીધીરે રામ.
ચકલા સુધી એને સગવે વળાવે, વ્હાલા વળાવી પાછા વળીયારે રામ.
પાછુ વાળીને પ્રાણી શુ જુઓ છો, કયારે ગયા સગા વ્હાલારે રામ
વ્હાલા વળાવી તારા પાછારે વળીઆ, વ્હાલી તે વન કેરી કાઠીરે રામ
પહેલે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયા, બીજે પગથીએ ભાલા દીઠારે રામ.
આરે ભાલામા હવે કેમરે ચલાશે, હવે શી ગતો થાશેરે રામ
ભાલા દેખીને પ્રાણી થર થર કપ્યા, ધુમકે ધુસકે રોવા બેઠોરે રામ.
ભલો જમડો જીવને ફરી ફરી પુછે, શા કર્યા પુન્યને દાનરે રામ.
નથી કર્યા પુન્ય મેતો નથી કર્યા દાન, દયાનો મારગ ભુલી ગયોરે રામ.
હુ રે શુ જાણુ આગળ વિપત પડશે, જમડા તો માર ઘણો મારે રે રામ.
લોહાની ગેડીઓ વતી પ્રાણીને મારે બરકા ને બુમો ત્યા પાડેરે રામ
બીજે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયા, ત્રીજે પગથીએ ગોખરૂ દીઠારે રામ
આરે ગોખરૂમા હવે કેમરે ચલાશે, હવે શી ગતો થાશેરે રામ
જોરે જોડાના દાન કર્યા હોય તો, પ્રાણીને પાર ઉતારોરે રામ.
જોરે જોડાનો આનુગ્રહ આલ્યો હોય તો, કહેને ભાડે આણી આપુરે રામ.
ફરી ફરી મને શુ રે પુછોછો, નથી કર્યા પુન્યને દાનરે રામ.
ભલા તે જમુડાને દયારે આવી, જુનો જોડો એને આલ્યોરે રામ.
ભુંડા જમડાની નજરે પડયો તો, ધોલ મારી ખુચી લીધોરે રામ
દૈવના ચોર તારે કાઈ હતા કેને, ઉત્તમ દેહીઓ તમને આલીરે રામ.
ફરી ફરીને હવે મનખો નહી આવે, લક્ષ ચોરાશીમા પડજોરે રામ
ત્રીજે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીઆ, ચોથે પગથીએ ભૂખો લાગીરે રામ.
આરે ભુખોથી હવે કેમ ચલાશે, હવે તો શી ગતો થાશેરે રામ.
ઓ પેલા ઓ પેલા ભડાર ભરીયા, તેમાથી શેર અન્ન આપોરે રામ

એકસોને બે વરસ સુધી કમાયોરે, ઉખલે બરડે ખાયુ રે રામ.
લક્ષાધીપતિરે ભાઇ જેરે કહેવાને, વહાણો જેને ઘેર ચાલેરે રામ.
તેમાથી કાઇ તારે હાથે આલ્યા હોય તો, તે તારી સાથે આવનરે રામ.
ચમુ ઝારીઓ તારી કોરેરે મેલાશે, ખોખરી દોણી સાથે આવેરે રામ.
ચોથે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયા, પાચમે પગથીએ રૂધીર દીઠારે રામ.
આરે રૂધીરમા હવે કેમરે ચલાશે, હવે તો શી ગતો થાશેરે રામ.
જેરે ગાયોના દાન કર્યા હોય તો, તરીને પાર ઉતરેરે રામ.
નથી કર્યા પુન્ય મેતો નથી કર્યા દાન, દયાનો મારગ ભુલી ગયોરે રામ.
પાચમે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયા, છઠે પગથીએ થંભ દીઠારે રામ.
આરે થભે પ્રાણીને બાથ ભીડાવો, અડધ બળ્યો અડધ રહ્યોરે રામ.
ભાઇરે વૈમાન તારા ઉભારે રાખ, તે તો શા કરીયા પુન્ય દાનરે રામ.
ઉનાળે જેણે પરબો મંડાવી, ચોમાસે આપ્યા વિશ્રામ ઠામરે રામ.
શીયાળે ડગલા ડોટીઓ આપી, ભુખ્યાને ભોજન આપ્યારે રામ.
બ્રાહ્મણ શ્રવણને મે તો સીધારે આપ્યા, તેને પુન્યે વિમાન મળીયારે રામ.
છઠે પગથીએ પ્રાણી જેમ તેમ ચઢીયા સાતમે પગથીએ કુડ દીઠારે રામ.
ચોરે બેસીને જેણે ચાડીઓ કીધી, જુઠી સાખ્યો ઘણી પુરીરે રામ.
એરે પ્રાણીને પેલા કુડમા નાખે, એની તે શી ગતો થાશેરે રામ,
કાન ખજુરા એના કાનમા પેસે, હાડીઆ આખ્યો કોચેરે રામ.
સ્વર્ગની નીસરણીના સાત પગથીઆ, ગાય શીખેને જે કોઇ સુણેરે રામ.
ભટ પ્રેમાનંદ એમજ કહે, વૈકુંઠ તેનો વાસરે રામ.



## કેલઈયાનુ —ભજન—

શેઠ સગાળશા સાધુને સેવે વાણીઓ પાળે વ્રત
ન મળ્યા સાધુને રહ્યા અપવાશી તાળવાને આવ્યા તરત
કૃષ્ણજી કુડીયા ધરીનેરે વેશ અતીતનો લઈનેરે,
ચગાવતીએ ચરણામૃત લીધા નવરાવીને નાથ.
પલગ ઉપર પધરાવીને સ્વામી કીધા સનાથ,
ખાને ભોજન ખીરના કીધારે પીરશીને આગળ દીધા
ખીર રોટલી અમે જમતા નથી નથી, અન્નનો આહાર,
માગ્ન લોક અમે માસના આહારી એમ બોલ્યા કીરતાર.
પાળો વચન બોલ્યા આતુરે સમજી લેજો સાચુ,
કસાઈ વાડે જઈ કરીને છુપાવી લાવ્યા માસ
ચગાવતીએ રસોઈ સુધારી પીરસીઓ પરસાદ,
વાયુ ઢોળે નરને નારીરે જમો તમે દેવ મોરારીરે.
અમેરે માટી માણસની જમીએ, પર માટી નવ પ્યાર,
અઘોર પથમા રહેવુ અમારે ખેલ ખાડાની ધાર
વાણીડા વર્તજ ફળશેરે આવી અવિનાશી મળશે,
માગ્યુ વેચાતુ માણસ ન મળે હઈએથી નહી હાર
માત પીતાએ પરીયાણ કીધા, કેલૈયો સહાર,
વાતો તો રહેશે વીરેકે કેલૈયો નાથને લેખે
ભણુનો ગણાનો બાગ્ય કલૈયા, માન હમારી પતીત,
માત પીતા તારા મારવા બેઠા આગસે આવ્યો અતિત
ધુતારો ધુતીને જાશેરે, પાછળથી પસ્તાવો થાશેરે,
એ શુ બોલ્યા ગુરુજી મારા માવીતર છોડયા કેમ જાય.

નવ માસ જેણે ઉદર રાખ્યો, ગુણ ઓશીંગણ થાય,
ભક્તિ મારી શીરને સાટેરે, શુ થાશે મસ્તક માટે.
હુ બાગુનો ભોમી લાજે, ભોરીગન ઝીલે ભાર,
મેરૂ સરીખા ડોલવા લાગે આકાશને આધાર
મેહેરા મણુ માઝા મુકરે કેલૈયો સત્ય ન ચુકે,
માતાએ મુખના મીઠડા લીધા નાખીને નીશ્વાસ.
આવ્નો ઘરમા લીધોરે, મારવાને પરીયાણ કીધો,
એ શુ બોલ્યા માતાજી મારા નાખી નીસાસો આજ
સફળ મનખો કેલઇયાનો મામ જમે મહારાજ,
ધન્ય ધન્ય આજનો દહાડોરે જુગતેથી જીવણને જમાડોરે
માત પીતાએ બને મળીને છેધુ કેલઇયાનુ શીષ,
અણુઘટતી તો એણે કીધી જમાડવા જગદીશ
ખેલ રચ્યો ખાશોરે પ્રભુ હવે પારણુ કરો,
નાથ કહે મારી નજરે લાવો પુત્ર તમારે છે એક
મસ્તકની તમને માયા લાગી છે એમ અવીનાશી કેહ,
તમે છો નરને નારીરે જુવો મન વાત વીચારીરે.
ખાંડણા ખાંડો મુખેથી હસો, કોરા પાલવ ફેર,
આંખમા તમે આંજણ આંજો, મનમા ન આણો મહેર
તમે છો સાચા સતીરે, એમ બોલ્યા જુના જતી,
મુસ્તક લઇ ખાંડણીયામા ખાંડે પીતાને વળી માય.
આંખોમા એમને આસું ન આવે, હરખે હાલરડા ગાય,
ભોજનીઆ તો ભાવશુ કીધારે, પીરસીને આગળ દીધા.
સત્યવાદી તમે સાચા સતી, સત્ય અમારે છે એક,

વાઝીઆનુ અમે જમતા નથી, એવુ અવીનાશી કેછ
તમે છો નરને નારી, જુઓ મન વાત વિચારી
સગાળશાના મનમા ચોરી, બીજુ નમળે બાળ,
ભગવાન અહીથી ભુખ્યા જાય તો નીશ્ચેખુટગો કાળ
બદગીઓ તો સતની કરીએ, નીકર વણુ માર્યા મરીએ.
શગાળશા કહે પુર્વ જન્મના પ્રગટયા અમારા પાપ,
ગુરૂ દુભાએ ગોતરી માર્યા મારેલા માને બાપ,
ડુગરીયે દવ લગાડગો, તે તો મારો ખેલ બગાડગો
ચગાવતી કહે પાચ મહીનાનુ મારે છે ઓધાન
ભલે આવ્યા સ્વામી ભાવે અમારા તમ સરખુ કામ,
ધણી મેતો તમને ધાર્યારે, તમે મારા ખેલ સુધાર્યા.
ચગાવતીએ છરી લીધી પાગી મરવા પેટમાય,
અચાનક નાઠા ઉઠીને બહુ નામીએ ઝાઝી બાય.
સાચી છે ટેક તમારીરે, માગો હવે કે દેવ મોરારી.
કેલઇયાને સજીવન કીધો, બેઠો રમે છે બહાર,
પછી સતી બોલ્યા વિચારી ભુદર દેજો ભકિત તમારી
બણુતો બણુતો આવ્યો કેલઇઓ લાગ્યો હરીને પાય,
માનાએ મોતીડે વધાવ્યો હૈડે હરખ ન માય,
દાતારે તો દરશન દીધારે લ્હાના લાખેણા લીધા
શગાળશા શેઠ ચગાવતીએ એવુ ધરાવેલ નામ,
ભાણ પ્રતાપે ભણે રતનદાસ તેને તરછોડીએ કેમ,
મોહનજીને મળવાને માહેરે, જાવુ વૈકુઠની વાટે,

## કાચબા કાચબીનું ભજન.

કાચબો અને કાચબી એતો હતા હરીના દાસ,
દરશન કારણે બારણે આવીયા રાખીને વિશ્વાસ
આવતાજ નજરે ભાળ્યા ઝાલીને બાંધી માર્યા,
કળકળમા તુ કાચબી કુદી રામૈયાની રીત છે રૂડી.
કાચબો કહે છે કાચબીને ભુંડી તુ ધારણ રાખ ધીર,
આપણને ઉગારશે વાલો જુગતે જાદવ વીર.
ચીતા મેલી ચરણે આવો મરવા નહિ દે માવો
વારે વારે તુને વારતી કથ મારૂ ન માન્યુ કેણ,
કાળ આવ્યો કોણ રાખશે તમે નીચા શુ ઢાળો નેણ,
પ્રભુ તારો નાવીયો પ્રાણી. માથે આવી મોત નીશાની.
અબળાને છતબાર ન આવે કરે કોટી ઉપાય,
કીધુ ન માને કોઈનુ ગાયુ પોતાનુ ગાય,
એવી વીશ્વાસની વાણી, પ્રથમ પહેલી મત છે પાની.
કચબી કહે કયા ગયો તારો રાખણ વાલો રામ.
પ્રાણ ગયા પછી પહોચશે, શુ કરશે તારો રામ,
મુવા ટાણે મતી મુઝાણી, તુટયા પછી ઝાલવુ તાણી.
ત્રીકમજી ત્રણ લોકમા મારે તમારો વિશ્વાસ,
અટક પડે ત્યારે આવજો મારા આતમના આધાર,
છોગાળાજી વાત છે છેલ્લી, થાજો અબળાના બેલી.
ત્યારે કાચબી કહે કોણ ઉગારે. તારો જાતો રહ્યો જુગદીશ
ચાર દીવસથી સળગાવીઆ, લઈને આર્યા વીચોવીચ,
આમાથી જો ઉગરીએ, પાની બહાર પગ ન ભરીએ.

બળતી હોય તો બેસ મારી પીઠ પર રાખુ તારા પ્રાણ
નીધા કરે છે મારા નાથની એતો મારે છે મુજને બાણ,
વાલો મારો આવશે વારૂ, આપણને તારવા સારૂ
કાચબી કહે કીરતાર ન આવ્યા અને આપણો આવ્યો અત
હરી નથી કોના હાથમા તમે તે શુ બાધ્યો તત,
જેનો વિશ્વાસ છે તારે તેનો ઇતબાર નથી મારે
વીઠલજી મારી વારે ચડજો શામળા મરજો સાર
લાજ લોપાશે લોકમા પછી બીજી કોની વાર,
હરી મારી હાસી થાશે, પ્રભુ તારી પનીત જાશે
ત્યારે કેશવજીએ કરૂણા કરી મોકલ્યો મેઘ મલાર
આધણમાથી કુમારીયા બોલ્યા કાચબાને કીરતાર,
ભોજલ કહે ભરૂસો જેને, ત્રીકમજી તારસે તેને.

## નરસિંહ મહેતા કૃત —પ્રભાતીઉ—

અખિલ બ્રહ્માડમા એક તુ શ્રી હરી, જૂજવે રૂપે અનત ભાસે,
દેહમા દેવ તુ તેજમા તત્વ તું, શુન્યમા શબ્દ થઇ વેદ વાસે ટેક૦
પવન તુ પાણી તુ ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે,
વિવિધ રચના કરી, અનેક રમલેવાને, શિવ થકી જીવ થયો એજ આશે અ૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુડલ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવા, અતે તો એમને એમ હોયે અ૦
ગ્રંથ ગડબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેહ પુજે,
મન કર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એજ મન એમ સુજે અ૦
વૃક્ષમા બીજ તું, બીજમા વૃક્ષ તુ જોઉં પટતરે એજ પાસે,
ભણે નરસૈયો એ, મનતણી શોધના પ્રીત કર પ્રેમથી પ્રગટ થાશે અ૦

**નરસિંહ મહેતા. —ભજન—**

(રાગ આશાવરી)

વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે,
પર દુખે ઉપકાર કરે ને મન અભિમાન ન આણેરે વૈષ્ણવ,
સકળ લોકમા સહુને વંદે, નિંદા તે ન કરે કેનીરે,
વાચ કાચ મન નિશ્ચય રાખે તો, ધન્ય ધન્ય જનની તેનીરે. વૈષ્ણવ.
સમ દષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માતરે,
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથરે વૈષ્ણવ.
મોહ માયા વ્યાપે નહિ તેને, દઢ વૈરાગ્ય જેન મનમારે,
રામ નામ શુ તાળીરે લાગી, સકળ તિરથ તેના તનમારે વૈષ્ણવ.
વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યારે,
ભણે નરસૈયો તેનુ દરશન કરતા, કુળ ઇકોતેર તાર્યારે વૈષ્ણવ.

**દયારાકૃત —ભજન—**

જે કોઇ પ્રેમ અંશ અવતરે પ્રેમરસ તેના ઉરમા ઠરે
સિંહણ કેરું દુધ હોય તે, સિંહણ સુતને જરે,
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે પ્રેમરસ.
સકરખોરનુ સાકર જીવન, ખરના પ્રાણજ હરે,
ક્ષાર સિંધુનુ માછલડુ જયમ, મીઠા જળમા મરે પ્રેમરસ.
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે,
વમલ વશીને વમન કરાવે, વેદવાણી ઉચરે પ્રેમરસ.
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના કરે,
મત્સ્ય ભોગિ બગલો મુકતાફળ, દેખી ચંચુ ના ભરે પ્રેમરસ.
એમ કોટિ સાધને પ્રેમ વિના, પુરુષોત્તમ પુઠ ન ફરે,
દયા પ્રીતમ ગોવરધનધર પ્રેમ ભકિતએ વરે. પ્રેમરસ.

**પ્રીતમકૃત**. —ભજન—

હરિનો મારગ છે શુરાનો, નહિ કાયરનુ કામ જોને,
પ્રથમ પહેલુ મસ્તક મૂકી, વળતી લેવુ નામ જોને
સુત વિત દારા શિશ સમરપે, તે પામે રસ પીવા જોને,
સિધુ મધ્યે મોતી લેવા, માહિ પડયા મરજીવા જોને
મરણુ આગળે તે ભરે મૂઠી દિલની દુગ્ધા વામે જોને,
તીરે ઉભો જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમ પથ પાવકની જવાલા, ભાળી પાછા ભાગે જોને,
માહી પડયા તે માહા સુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાપડવી નહિ સ્હેલ જોને.
મહા પદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમા રાતા માતા, પુરા પ્રેમી પરખે જોને;
**પ્રીતમના** સ્વામીની લીલા, તે રજની દન નરખે જોને

**મીરાંબાઈ** —:૦·—

નહિરે વિસારૂ હરિ, અતરમાથી, નહિરે વિસારૂ હરિ,
જળ જમુનાના પાણીરે જાના, શિર પર મટકી ધરી—
આવતા ને જતા મારગ વચ્ચે, અમુલખ વસ્તુ જડી—
આવતા ને જાતા વૃદારેવનમા ચરણુ તમારે પડી—
પીળા પીતામ્બર જરકસી જામો, કેશર આડ કરી—
મોર મુગુટ ને કાનેરે કુડળ મુખ પર મોરલી ધરી—
બાઇ **મીરાં** કહે પ્રભૂ ગિરિવરના ગુણુ, વિઠ્ઠલ વરને વરી—

## રાવોભક્ત—માતૃસ્તુતિ. —રાગ પરજ.—

બેડો બાઈ બુડતો તારોરે, અમે આઇ પાર ઉતારોરે ટેક.
આ ખેપે હુ તો ઘણુ કમાયો, ભર્યો અનર્ગલ માલ,
મધ્ય દરિઆ વચ્ચે તોફાન લાગ્યુ, શારે થાશે હેવાલ. બોડો.
ખલાશિયા તો ખડખડ કરે છે, મહા જુલમ મનમાય,
માલધણી વિમાશી રહ્યો છે, ડોલ્યુ દરિયામાય, બેડો.
મધ્ય દરિયા વચ્ચે ડોલ્યુ માતાજી, વહાણુને નથી વિશ્રામ,
એક નામનો આશરો તારો, કરો સેવકના કામ. બેડો
ઊચુ જોઊં તો આભ માતાજી, નીચુ જોઊં તો નીર,
બાળા શક્તિ મારી ખુમ સાભળજો, બાજુ રાખોને શરીર. બેડો.
કુવાચરાની લેહેરો લાગી, મોજા તણી શી વાત,
અપશુકનીઆ વેળા આવીછે, ધાઓ ધાઓ અમે માત બેડો
હાથેથી હવે નેજા છૂટયા, શઢ પણ ડડા તોડ,
અત સમાની આ વેળા થઇ હવે, મોટે ભાસે છે મોડ બેડો
ડુગિરિયે તો દવ લગાડેયો, પૂર્ણ કિધેલા પાપ,
એક પહોરથી સ્તુતિ કરૂ છુ આવોને આપો આપ' બેડો.
અરધુ વહાણુ મેં કીધુ સાક્ષી ઊંચો આભ,
આ અવસર આરાસુરી આવો, નથી ખાવો મારે લાભ બેડો.
જગત જનેતા સ્તુતિ સુણી થયા, વાઘ ઉપર અસવાર,
ઝાઝ ઉપર જઇ ત્રિશુળ ઝાપટયુ, તાર્યુ તે જળ મોઝાર બેડો.
વહેવારીયો તો અચરજ પામ્યો, આવ્યુ તે મનમા વહાલ,
કર જોડી રાવો ભકત ભણે છે, અરપી દીધો બધો માલ બેડો.

## પ્રેમાનંદ કૃત —કુવરબાઈનું મોમેરૂ—

### રાગ ધનાશ્રી.

નરસૈ મહેતે ઘેર તેડાવ્યા, સગા તે વૈષ્ણુવ સંતજી;
મોસાળુ લઈ આપણે જવુ, છે કુવરબાઈનુ શ્રીમંતજી
જુની વેલ ને ધૂસરી વાંકી, સાગી સોટા વાગીજી,
કોણા તળાયા કોની પિંજણીયો, બળદ આણ્યા બે માગીજી.
મહેતાજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રીજગદીશજી,
ત્રણ સખિયો સધાતે ચાલી, વેરાગી દશ વીશજી
સંપુટ ત્રાંબાની ડાબલીનો, તેમાં બાળ મુકુંદજી,
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદન નંદજી
વેલની પૂંઠે કોથળો બાંધ્યો, માંહી ભર્યાં વાજિંત્રજી,
ગાંઠડી એક ગોપીચંદનની, તુળશી કાષ્ટ પવિત્રજી
મોસાળાની સામગ્રીમા, તિળક ને તુળસી માળજી,
નરસૈયાને નિર્ભય છે જે, જેમ ત્રશે ગોપાળજી
બળહીણા બળદો શુ હીંડે, ઠેલે વૈષ્ણવ સાથજી,
સોર પાડે ને ઢાળ ચડાવે, જેજે વૈકુંઠનાથજી
એક બળદ ગળિયો થઈ બેસે, આંખલો તાણી જાયજી,
પડ્યાને પુંછ ગ્રહી ઉઠાડે, કૌતક કોટી થાયજી
સાલે સાલ જૂજવા દીસે, રથતણા બહુ વંકજી,
સાગીનો બહુ શબ્દજ ઉઠે, સૂચવે છે બહુ ચક્રજી
ચડે બેસે ને વળી ઉતરે, લે રામ કૃષ્ણનુ નામજી,
મધ્યાહ્‌ને મહેતાજી આવ્યા, જોવા મળ્યુ ઉના ગામજી.
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયીપુરના લોકજી,
કોઉ પહોતા કુંવર વહુના, મામેરૂ છે રોકજી.

## 'મહેતાનો સત્કાર' —રાગ મારુ—

સુણી શ્રીરંગ મહેતો આવ્યા ધાઇ, ભાવે ભેટયા બંને વેવાઇ,
મળ્યો જમાઇ જમાઇનો ભ્રાત મળ્યો સહુ નાગરનો સાથ.
કપટે ભેટીને પાછા ખસે, જોઇ સામગ્રીને હસે,
ઉતરવા ઘર આપ્યું એક, ઝંઝા ચાચડ મચ્છર વિશેક,
ખાડા ટેકરા વસમો ઠામ ઉપર નળિયાનું નહિ નામ.
કોણું છાજ ને જૂની વળી, ભીંત્યો દોદળ એવડ વળી.
ઝાઝા માકણ ઝાઝા જૂઆ, ત્યાં મહેતાના ઉતારા હૂઆ,
વેવાઇ ગયા ઊતારો કરી, બોલે હસણી નાત નાગરી
કુંવર વહુનો વૈષ્ણવ બાપ, દર્શન કરીને ખોઇએ પાપ,
મેહેતાને જોવા હરખે ભરી, ઘેર ઘેરથી ચાલી સુંદરી;
મન વિના મહેતાને નમે, સારું થયું જે આવ્યા તમે;
માહો માહિ કહે સુંદરી, મહેતો દીઠે દીઠા હરી
જુઓ સાથ કેવો ફુટડો, એને પરમેશ્વર ત્રુઠડો,
કુંવર વહુનું ભાગ્યું દુઃખ, એવું કહીને મરડે મુખ.
જુઓ બળદ મહેતાજી તણા, બગાઇઓ શબ્દ કરે છે ઘણા,
વજાડશે મંડપમાં ચંગ, નાગરી નાતમાં રેહેશે રંગ.
આ ગાહડી વળગાડી લટકે, તાળના જોડા બાંધ્યા પટકે
તુળસી કાષ્ટતણો એ ભરો, હવે મામેરાનો શો ઉધારો,
છાબમાં તુળશી દળ મૂકશે, ઉભો રહીને શંખ ફુંકશે.
વૈરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પુરું થાશે.

**મીરાંબાઈ.** —રાગ ભજન—

બોલમા બોલમા બોલમારે રાધાકૃષ્ણ વિના બીજું બોલમા. ટેક.
સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો લીમડો ઘોળમારે, રાધા.
ચાંદા સુરજનુ તેજ તજીને, આગીયા સગાથે પ્રીત જોડમારે, રાધા
હીરા માણેક ઝવેર તજીને, કથીર સગાથે મણિ તોળમારે, રાધા
**મીરાં** કે પ્રભુ ગીરધર નાગર, શરીર આપ્યુ સમતોલમારે, રાધા.

**મીરાંબાઈ કૃત** —ભજન—

પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની ટેક•
જળ જમુનામા ભરવા ગયાતા, હતી ગાગર માથે હેમનીરે મને
કાચે તે તાતણે હરજીએ બાંધી, જેમ ખેચે તેમ તેમનીરે મને.
મીરા કહે પ્રભુ ગિરિધરનાગર, શામળી સુરત શુભએમનીરે મને

**—(અજીતસિંહ)—** —બ્રહ્મ ભજન—

અશરણ શરણ! ધરણ ધારણ! ઇશ તારણ! તરણ કૃપાળ!
ચરણ સ્મરણથી તરણ વરણ! પણ ગિરીવર ગહન દયાળ,
જનમન રંજન ભવ ભય ભંજન, ચિદ્ઘન જગ રાયા;
શકળ અખિલ દુઃખ દલન, કરન વિભુ! અકળ આપમાયા
અમલ કમળ સમ લોચન, મોચન ત્રિવિધ તાપ અજ્ઞાન,
મુનિજન મન સગવર,નરવર, ઇશ હશ અજર જગ ભાણ,
નાથ નિરંજન! પરમ બ્રહ્મ! સુખદાયક કલ્પ સમાન
પ્રણમિ ચરણ વિનવુ જગ વદન! કરો અખિલ કલ્યાણ,
• અચ્યુત કેશવમ્ રામ નારાયણમ્
શ્રીધરમ્માધવ ગોપીકા વલ્લભમ્ રામનારાયણ હરીમ્

**મીસ-કાલીજાન—**રાગ, જીલાકી ધુન, તાલ, લાવની.

નાજસે દેખો ઇસારા કરતે જાતે હય,
હમારે દીલકો નાઝસે ઇશારા કરતે જાતે હય
વહ ચરકે દેતે જાતે હૈ, જફા યે કરતે જાતે હય
જીગર તો દેખીય હમ અબ, ગવરા કરતે જાતે હય
ઇલાહી ઇશ્કને હમકો યહ કૈસા કર દિયા મજનુ,
કે અબ તો દોસ્તભી હમસે- કનારા કરતે જાતે હય

**નઈ, ગઝલ—"મેરે મૌલા બુલાલો મદીને મુઝે;"**

મેરે મૌલા બુલાલો મદીને મુઝે,
ગમે હીજર તો દેગા ન જીને મુઝે,

કાફલે વાલે સબ ગએ મય હાથ મલતા રહે ગયા,
જાન તડપતી રહે ગઈ ઔર દીલ મચલતા રહે ગયા.
લીયા સાથ ન અપને કીમીને મુઝે, મેરે મૌલા બુલાલો મદીને મુઝે.—૧
દેખીએ કીસ્મત મે લીખી હૈ જયારત યા નહી,
દેખીએ રોઝે પે હજરત બુલાતે હે યા નહિ,
થોડી સોચ હે બારા મહીને મુઝે, મેરે મૌલા બુલાલો મદીને મુઝે,—૨
અય અજલ મત જાન લે રહે જાન બહોત મુસ્કીલમે હૈ,
જાન દુ રોઝે પે—રહે અરમાન મેરે દીલમે હૈ,
કોઇ દીન અભી ઔર દે જીને મુઝે, મેરે મૌલા બુલાલો મદીને મુઝે—૩
હીદસે યા સાકીએ કૌસર બુલા લીજે મુઝે
એક પ્યાલા આબે જમજમ કા પીલા દીજે મુઝે,
પડે હીજર મે પીને ન આસુ મુઝે, મેરે મૌલા બુલાલો મદીને મુઝે,—૪

યા મોહમદ મુસ્તફા તસકીન તો કીજે મેરી,
આતીશે ફુરકત મે જલતા હુ ખબર લીજે મેરી,
લગ ગએ મોતક આને પસીને મુઝે, મેરે મોલા બુલાલો મદીને મુઝે,—પ
ફીર્ રે દુન્યા મે કડો હય એક હશરતે દીદાર હૈ,
મય મુસાફીર હુ અકેલા તેરિ મદદ દરકાર હૈ,
કોઇ રાહમે લુટ ન છીને મુઝે, મેરે મોલા બુલાલો મદીને મુઝે,—૬
માર ડાલા ઇસ વતન ને, ઓર હિંદુસ્તાન ને,
મુફ્લસી ને બેકસીને શોકને અરમાન ને,
દીએ રંજપે રંજ સબીને મુઝે, મેરે મોલા બુલાલો મદીને મુઝે—૭
આસ્મા થામે જમીન પકડે વતન રોકા કરે,
મય ન ઠયરૂગા ન ઠયરૂગા કોઈ ચીખા કરે,
કીયા યાદ હે મેરે નબીને મુઝે, મેરે મોલા બુલાલો મદીને મુઝે,—૮
અરકે હસરત રાત દીન આખોસે મય બરસાઉગા,
નુર ઇન્શા અલ્લાહ આખોસે મય મદીને જાઉગા,
ચેકી જાવેગે લેક સરીને મુઝે, મેરે મોલા બુલાલો મદીને મુઝે,—૯

**ગઝલે–નાઅત તર્જે–કવ્વાલી—**

તોડીદ્યા ડંકા આલમમે, બજવા દીયા કમલીવાલેને.
કુલ લાએલાહા ઇલલ્લાહ, ફરમાદીયા કમલીવાલેને.
જબ ચદરએ અનવર કમલીસે, ચમકાદીયા કમલીવાલેને.
ધનઘોર ઘટામે સુરજકો, શરમાદીયા કમલીવાલેને
દિલ એસે રંગીનેકે સદકે જા, ઓર એસે હસીનેકે કુરબાં.
હટ કરકે ખુદાસે ઉમ્મતકો, બખશા દીયા કમલીવાલેને.
બનગનકે ગયે મેહાજકી શબ વલ્લેલકી છપબી ઉસપે ગઝબ.

